ગાંડીવ બાલોદ્યાન-માળા

પહેલી : ૩ : માળા

# બિરબલનો બન્ધુ

અનુવાદક

**નટવરલાલ વીમાવાળા**

## ૩



પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર સુરત.

મુદ્રક: પ્રકાશક
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત.



આવૃત્તિ ચોથી
સં. ૧૯૯૬
સને ૧૯૪૦
કિંમત: ૦-૮-૦

# આરંભ

આ ચોપડીમાંની વાતો ગુજરાતી ભાષામાં તો પહેલીજ વાર છપાઇ બહાર પડે છે. ઇંગ્રેજીમાં નટેશન કું. એ રાયા અને અપ્પાજીની વાતો નામથી પુસ્તક પ્રગટ કર્યું છે. તેજ આ વાતો. એને ગુજરાતીમાં ઉતારતાં તરજુમો કરવામાં આવ્યો નથી, પરંતુ નવેસરથીજ રચના કરી છે; એટલુંજ નહિ, પરંતુ કેટલેક સ્થળે તો વાતના ચણુતરમાં પણ જૂજ ફેરફાર કર્યાં છે. બેએક વાતો ગુજરાતીમાં ઘણે સ્થળે જુદાં પાત્રોમાં ચવાઇ ગયેલી હોવાથી કાઢી નાંખી છે. દાખલા તરીકે, સત્તર હાથીની વહેંચણવાળી વાર્તા જે ગુજરાતી ચોથી ચોપડીમાં છે તે અપ્પાજીની વાતોમાં આવે છે. એ વાત અહીં પ્રગટ કરવી એ પિંજણજ ગણાય. આવી બીજી પણ એક બે વાતો કાઢી નાંખી છે. કેટલીક વાતો પરિચિત હોવા છતાં કંઇક સ્વરૂપભેદ હોવાથી તેને રાખવાનું યોગ્ય ધાર્યું છે.

આશા છે કે આ વાતો બાલ–ગુજરાતને રૂચિકર નીવડશે.

## આવૃત્તિઓ

'બિરબલનો બન્ધુ' ની પહેલી આવૃત્તિ ૧૯૨૬માં પ્રગટ થઈ હતી. તે પછી બીજી આવૃતિ બે વરસને ગાળે પ્રગટ થઈ. તે વેળા કદ બદલ્યું અને રા. મિસ્ત્રીનાં ચાર ચિત્રો તૈયાર કરાવી મૂકયાં. ત્રીજી આવૃત્તિમાં કશો ફેરફાર નહોતો. ચોથી આવૃત્તિમાં બાંધણી વધારે મજબૂત બનાવી છે.

ન. વી.

# અનુક્રમણિકા



માટલું પહેરીને આવ્યો.

(જુઓ પાનું ૧૪મું)

( ૧ )

## વરદાન

મદ્રાસ ઇલાકામાં તેન્નલી નામનું એક ગામ છે. સેંકડો વરસ પર ત્યાં એક બ્રાહ્મણ રહેતો હતો. એ બ્રાહ્મણને રાયા નામનો છોકરો હતો. એ રાયાની ચતુરાઇની વાતો હું તમને આજે કહેવાનો છું.

રાયા દેખાવડો હતો. બોલવેચાલવે પણ ભારે ચાલાક હતો. વાતો કરવામાં એ બહુ જ શૂરો હતો, પણ ભણવાને નામે આરતિ. આગળ ભણે ને પાછળ ભૂલે. તેના બાપે તેને શાસ્ત્રનો અભ્યાસ કરવા મૂકેલો, પણ ભાઇસાહેબ નિશાળે જાય જ નહિ; ગામમાં ભટકયા કરે, તરેહવાર તોફાન જગાડતા ફરે. કંઇ કંઈ ટીખળ કરતા જાય, ને ખીખીખીખી હસતા જાય.

પણ રાયાનું નસીબ મોટું હતું, હોં! નહિ હોય, તો કંઇ આજે તમે એને યાદ કરવાના હતા? એટલે નસીબસંજોગે, ગામમાં ફરતાં ફરતાં, એક દહાડો એને એક બાવાજી મહારાજ મળ્યા.

આ બાવાજી મહારાજ મોટા ભગત હતા. હરહંમેશ કાળકા માતાનું ધ્યાન ધરે ને ટીલાંટપકાં તાણે. એવા એ બાવાજીનો ટીખળી રાયા સાથે ભેટો થયો. તેમને લાગ્યું કે આ છોકરો નામ કાઢવાનો છે. એને જરા મદદ મળવી જોઇએ; તો એની મગજશક્તિ ખીલે ને એ સીધે રસ્તે પડે.

એટલે તેણે રાયાને બૂમ પાડી. બોલાવીને કહે છેઃ બેટા, તું આમ તોફાન કેમ કર્યા કરે છે?

અમારી મરજી—એમ રોફભેરજ રાયાએ તો જવાબ દીધો.

પણ ત્યારે હું કહું તેમ તું કરીશ? જો, તને બહુ જ ફાયદો થશે.

તમારે કહેવું હોય તો કહો. બાકી ફાયદોબાયદો તો ઠીક છે. મગજમાં ઊતરશે તો કરીશું—રાયા બોલ્યો.

જો ત્યારે, હું તને એક મંતર આપું છું. એ મંતર તારે જપવાનો છે; પણ ક્યાં, તે તું જાણે છે?

રાયાએ ડોકું ધુણાવ્યું.

ગામબહાર કાળકા માતાનું મંદિર છે. અમાસની રાતે ત્યાં એકલા જવું. સવા લાખ વાર મંતર બોલવો.

પછી જોજે, કાળકા મા તારા પર ખુશ થાય છે કે નહિ તે !

હું, પછી ?–પેલાએ સવાલ કર્યો.

માતાજી ખુશ થઇને તારી સામું આવીને ઊભાં રહેશે. પણ તેમને જોઇને તું બીધો, તો તેં તારી વાત જાણી ! માતાજી વિકરાળ દેખાશે, બિહામણાં લાગશે, પણ બીવું જ નહિ, હોં !

એંહ ! હું વળી બીવાનો હતો ? અરે જાવ, જાવ !-રાયાએ રોફ લગાવ્યો.

તો તો તારૂં કામ તુરત થશે. માજી તને કહેશે કે માંગ, માંગ, જે માંગે તે આપું ! ત્યારે તારે જે જોઇએ તે માંગજે. ગભરાતો નહિ. જે માંગશે તે મળશે. પછી આખી જીંદગી મોજ કર્યા કરજે.

વારૂ, લાવો ને; એ તમાશો પણ જોઇએ. માતા તે શું કરી નાખવાનાં છે ? રાયાને મન આ પણ એક તોફાન હતું, એટલે એણે તો બાવાજીનો મંતર બરાબર ગોખી લીધો. પછી અમાસની રાહ જોતો બેઠો. રોજ દહાડા ગણ્યા કરે, કે હવે અમાસને પાંચ દહાડા રહ્યા, હવે ચાર રહ્યા, હવે ત્રણ રહ્યા.

એમ કરતાં અમાસ આવી લાગી.

રાત પડતાં ઘોર અંધારૂં થયું; તોયે રાયાભાઇ તો નીસર્યા, ને પેલા મંદિરમાં ગયા. ત્યાં અડંગો લગાવી બેઠા. બાવાજીએ આપેલા મંતર તેમણે બતાવેલી રીતે બોલવાનું

શરૂ કર્યું. બોલતો જાય, ને ગણતો જાય. એક, બે, ત્રણ, ચાર, હજાર, બે હજાર, દશ હજાર, લાખ, એમ ગણતો જાય. એમ કરતાં સવા લાખ વાર બોલાઇ જપ પૂરો થયો.

જપ પૂરો થતાંજ, એકદમ, જાણે આકાશ તૂટી પડયું હોય તેમ ગડગડાટ થયો. આખું દહેરૂં ધ્રૂજવા લાગ્યું, ને એકદમ કાળકા માતા આવીને ઊભા રહ્યાં.

માતાનું રૂપ તો બહુ બિહામણું. હજાર તો મોઢાંજ ! હાથ માત્ર બે! બે ય હાથમાં લોહિયાળાં ડોકાં ! ને મોં પણ બધાં વિકરાળ !

આવું જોઇને ભલભલા શૂરવીર મરદની છાતી ફાટી જાય. પણ આપણા રાયાભાઇ તો કંઈ અજબજ હતા ને? તેને વળી બીક કેવી, ને ડર શાનો ? તે તો પેટ પકડીને હસવા લાગ્યો. દેવીને બહુ નવાઇ લાગી. આ છોકરો મને જોઇને ડરવાને બદલે હસતો કેમ હશે ? એ કેમ હસે છે તે સમજવા સારૂ તેમણે ઘાંટો પાડી પૂછ્યુંઃ કેમ રે અલ્યા, હસે છે શાનો ?

રાયો કહેઃ માજી, એ વાત જવા દો. મારે કહેવામાં અને તમારે સાંભળવામાં મઝા જેવું નથી. ન બોલવામાં જ નવ ગુણ.

અરે, વાહ ભાઇ !–એમ વિચારીને દેવીએ તો જીદ લીધી, કે નહિ બસ, મને કહેવુંજ પડશે. એટલે છેવટે રાયાએ કહ્યુંઃ

શું કહું ? અમને માણસોને એકજ નાક હોય છે, છતાં શરદીસળેખમ થાય છે ત્યારે અમારો દમ નીકળી જાય છે. નીંગળતા નાકને સાફ કરતાં અમારા બંને હાથ લોથપોથ થઇ જાય છે! ને આ તમારે તો કેની, માજી! હજાર મોઢાં, ને તેનાં હજાર નાક. એટલે જ્યારે તમને સળેખમ થતો હશે, ત્યારે એ હજાર નાકમાંનો ગંદવાડ સાફ કરતાં તમારા ફક્ત બેજ હાથોની શી વલે થતી હશે, તેનો વિચાર મને આવ્યો. એટલે મારૂં તો હસવું માતું નથી. બોલો, હું કંઇ ખોટો જ હસું છું ?

દેવી તો એ તોફાની છોકરાનું ટીખળ જોઈને છક થઇ ગયાં! પણ તેની હિમ્મત જોઇ તેના પર તેમનો પ્રેમ વધ્યો: ઊભો રહે રે, છોકરા! મારી ઠેકડી કરે છે કે ? જા ત્યારે, તું તો કયાંક મશ્કરો થવાને જ લાયક છે. કોઇ રાજાને ત્યાં મશ્કરો થજે. પણ લોકો તારાથી ડરતા જ રહેશે, ને તને 'વિકટકવિ' કહેશે. તે નામથી તું નામીચો થશે.

રાયા તો તાળી વગાડીને હસતો કૂદી ઊઠયો! તે બોલ્યો: વાહ, માજી વાહ! તમે નામ તો રઢિયાળું ખોળી કાઢયું! આમથી વાંચીએ તોયે સરખું ને તેમથી વાંચીએ તોયે સરખું. વિ-ક-ટ-ક-વિ. ચાલો, એ પણ ઠીક ગમ્મત!

આમાંથી પણ છોકરાએ બુદ્ધિ વાપરી તરત ટીખળ ખોળી કાઢયું, એ જોઇ દેવી હસતાં હસતાં અલોપ થઇ ગયાં.

પછી તો ધીમે ધીમે રાયા મોટો થતો ગયો, તેમ તેમ

તેની ચાલાકી અને તેની મશ્કરીવિદ્યા વધવા લાગી. લોકોનો તેના પર બહુ પ્યાર થયો. આખરે તેનું નામ ઠેઠ વિજય-નગરના મહારાજા કૃષ્ણદેવરાય સુધી પહોંચ્યું. બહુ વખાણ સાંભળી તેમણે તેને તેડાવ્યો, ને તેની હોંશિયારી જોઇ પોતાને ત્યાં રાખી લીધો; મોટું સાલિયાણું પણ બાંધી આપ્યું.

એ પ્રમાણે દેવીનું વરદાન ફળ્યું.



## ( ૨ )

## રાજાજીનો ગુસ્સો

હવે રાયા કૃષ્ણદેવ રાજાને ત્યાં રહ્યો. તે રાજા બડો ખૂની હતો. ઘડીકમાં ખુશ થઈ જાય, તો ઘડીકમાં ગુસ્સે થઇ જાય. કોઈ વાર એકદમ શાબાશી આપે, તો કોઇ વાર ડોકું વાઢી નાંખવા પણ કૂદી ઊઠે. એટલે એના દરબારમાં રહેવું એ તો બહુ જોખમનુંજ કામ, ને તે રાયા જેવાથીજ થાય. નબળાપોચાનું ગજું નહિ.

એક દિવસ સરસ કિસ્સો બન્યો. રાયા તો જેમ ફાવે તેમ બકનારો માણસ; એટલે તેનાથી કંઈ વત્તુઓછું બોલાઈ ગયું. તેથી રાજા બહુ ક્રોધે ભરાયો. તે રાતોપીળો થઈ ગયો, અને ઘાંટો કાઢીને કહેવા લાગ્યો.

જા, તારૂં મોં કાળું કર. ખબરદાર ! તારૂં મોં મને

બતાવ્યું તો. જો તારૂં કાળું મોં હવે પછી મારી નજરે પડયું, તો તારૂં ડોકુંજ ઉડાવી દઇશ, એ યાદ રાખજે.

આ ધમકી સાંભળી રાયાભાઇ તો નીચું મોં કરીને દરબારમાંથી ઊઠીને ચાલતાજ થયા. બીજા કેટલાક દરબારીઓનો તો હરખ માયજ શાનો ? અત્યાર સુધી રાયાનું દરબારમાં ચલણ હતું તે હવે પૂરૂં થયું, ને આપણને મઝા પડશે એમ તેમને લાગ્યું. તેઓ અદેખા હતા, રાયાની ચઢતી તેમને ગમતી નહોતી. એટલે તેઓ તો ખુશ થયા. પણ તેમને માલમ નહોતું કે રાયા કેવો અજબ જેવો માણુસ છે !

રાયાને બહાર ગયાને દશ મિનિટ થઇ ન થઇ એટલામાં તો તે પાછો દરબારમાં પેઠો; પણ આ વેળા એનો વેશ વિચિત્ર હતો. પોતાના ડોકા પર એણે એક મસમોટું માટલું બેસાડી દીધેલું હતું. (જુઓ મુખ્ય ચિત્ર) છતાં તેને જોઇને રાજાનો ગુસ્સો પાછો ઊછળી આવ્યો. તે દાંત પીસી મુઠ્ઠી વાળી કહેવા લાગ્યોઃ નીચ, હરામી! ગુનો કરીને વળી પાછો રાજાનું ફરમાન તોડે છે ? હમણાં તો તને કહ્યું કે કે ખબરદાર તારૂં મોં મને બતાવ્યું તો! એ હુકમ કર્યાને પા કલાક તો થયો નથી, એટલામાં તો તું પાછો તારૂં કળું મોં બતાવે છે ? બેશરમ ! હરામી ! ઊભો રહે, તને બરાબર બતાવું છું. ઊભો રહે, તારૂં મોં બતાવવાનો તને બરાબર સ્વાદ ચખાડું છું.

રાજાજીનો આવો ગુસ્સો જોઇને રાયાના દુશ્મનોને તો થયું, કે હવે એનું આવ્રીજ બન્યું; હવે રાયાનું માથું એના ધડ પર રહેવાનું નથી.

પણ રાયાભાઇ કંઇ કાચ્ચા હતા ? તેણે તો હાથ જોડીને કહ્યું: મહારાજ, આપનો હુકમ મારા જેવાથી કેમ તોડાય ? ને મારા જેવો વફાદાર નોકર તો તેમ કરી જ કેમ શકે ?

રાજાજીને તો સમજ ન પડી, કે રાયા આ શું બોલે છે. પણ તેમનો ગુસ્સો વધ્યો. હરામખોર ! ચોરી કરીને વળી શિરજોરી કરે છે ? તારૂં મોં કાળું કરવાનું કહ્યું, ને વળી પાછો આવીને વફાદારીની વાતો કરે છે ?

રાયા કહેઃ પણ ત્યારે, મહારાજ, મારૂં મોઢું તમને ગોરૂં દેખાય છે ? આપને મોં નથી જોવું, તે સારૂ તો માટલું પહેરીને હું આવ્યો છું; છતાં મેં મોં બતાવ્યું એવું ખોટું આળ ચઢાવી આપ મારી ગરીબની ઠેકડી કરો છો ? છતાં એ ગુના માટે મને ફાંસીએ ચઢાવવો હોય તો હું ચઢવા રાજી છું.

આ સાંભળી આખો દરબાર હસી પડયો. રાજાજી પણ ખડખડ હસ્યા. તેમને રાયાની આ યુક્તિથી ઘણી મઝા પડી, અને તેનો ગુનો માફ કરી તેને લાગ ઈનામ આપ્યું. કેમ, કેવી રાયાની યુક્તિ ?

( ૩ )

## ફાંસીની સજા

વળી પાછો એવો જ એક કિસ્સો બન્યો. રાયા પર રાજાજી ગુસ્સે થયા. તેની લૂલીએ કંઇ એવો બકવાટ કર્યો, કે રાજાએ ક્રોધે ભરાઇ તેને હાથીના પગ તળે છૂંદી નાંખવાનો હુકમ કર્યો.

હજુરીઆઓ તો મલકાતા મલકાતા તેને પકડીને મેદાનમાં લઇ ગયા. પછી ત્યાં એક ઊંડો ખાડો ખોદ્યો. તેમાં રાયાને ઉતાર્યો. ફક્ત ડોકું બહાર રાખીને બાકી બધો ખાડો પૂરી દીધો. ત્યાર બાદ, હવે તે કયાં નાસી જવાનો છે?—એમ ધારી તેઓ હાથી લેવા ગયા.

આ બાજુ રાયાભાઇ મનમાં ને મનમાં વિચાર કરી રહ્યા હતા, કે કંઈ યુક્તિ કરીએ નહિ, તો તો

ઠાર જ થઇ જવાના. માટે કંઇ તાલ રચવો જોઇએ. એટલામાં દૂરથી એક લંગડો ધોબી આવતો જણાયો. પાસે આવતાં, રાયાને આમ દટાયેલો જોઇ તે અજાયબી પામ્યો, ને કહેવા લાગ્યોઃ દાદા, આમ કેમ? આમ તમને જમીનમાં કોણે પૂર્યા?

રાયાએ યુક્તિ લડાવી. તે કહેઃ ભાઇ રે, હું પગ મોચવાયાથી લંગડો થયો હતો, તેથી વૈદે મને આ ઉપાય બતાવ્યો. ચાર કલાક જમીનમાં દટાઇને તડકે ઊભા રહેવું, એટલે પગ સારો થઇ જાય છે. હું ક્યારનો ઊભો છું. લગભગ સારો થઇજ ગયો છું. વિશ્વાસ નહિ પડતો હોય તો મને કાઢી જો.

ધોબીભાઇને બહુ કૌતુક લાગ્યું. આટલો સહેલો ઉપાય હોય તો તો પોતે પણ લંગડો મટી જાય! હવે એ ઉપાયથી રાયાનો રોગ કેટલો સુધર્યો તે જાણવું જોઇએ. જો ખરેખર અસર થઈ હોય, તો તો આપણું ય કામ ફત્તેહ થઇ જાય. એમ ધારી તેણે રાયાને બહાર કાઢયો, ને જોયું તો રાયાનો પગ તદ્દન સાફ થઇ ગયેલો! ખોડખાંપણ કશી ન મળે. હોય જ ક્યાંથી? રાયાને તેણે કદિ જોયેલો નહિ ને રાયાને ખોડ તો કશી હતી જ નહિ. એટલે ધોબી તો ખુશ થયોઃ ભાઈ, મને તારી જગાએ પૂરી મૂકને, એવી તેણે જીદ લીધી. સાંજે સાજો થઇને ઘેર જાઉં તો મારી મા રાજી રાજી થાય. એવું કહીને તે તો હઠે વળગ્યો. મારે હવે ઘેર જવું જોઇએ,

બધા વાટ જુએ છે, એમ થોડીક આનાકાની કર્યા પછી છેવટે રાયાએ કબૂલ કર્યું; અને તેને પોતાની જગાએ દાટયો. તેને ત્યાં પૂરીને, તેનું કપડાંનું બચકું લઈને, પોતે ત્યાંથી પસાર થઇ ગયો.

રાજાના હજુરીઆ હાથી લઇને આવ્યા. આવીને જુએ છે તો રાયાને બદલે ધોબી! તેમની અજાયબીનો તો પાર જ રહ્યો નહિ. મનમાં બીધા યે ખરા, પણ કરે શું? રાજા પાસે જઇને રાવ ખાધી કે રાયો તો કશે નાસી ગયો. રાજાએ કહ્યું કે એને ગમે ત્યાંથી પકડી લાવો.

પણ એટલામાં તો રાયો જ ત્રણ ચાર ખાસ્સા અસ્ત્રી કરેલાં કપડાં લઇને આવી લાગ્યો. સલામ બજાવીને કહે: મહારાજ, આપની ફરમાશ મુજબ સ્વર્ગમાં જઇ આવ્યો. ત્યાંના રાજા ઇંદ્ર મહારાજની મુલાકાત લીધી. તેઓ મઝામાં છે. આપને સલામ કહાવી છે, અને આ પોશાક આપને ભેટ તરીકે મોકલ્યો છે.

પણ રાજાજી તો બહુ જ ગુસ્સામાં હતા. રાયાની આ મશ્કરી કંઇ તેમને ગમી નહિ. તે તો બહુ જ ગરમ થઇ ઊઠયા; બીજા બે સરદારને તેમણે બોલાવ્યા અને હુકમ કર્યો: બન્ને જણ એકી વખતે ઘા કરીને આનું ડોકું ઉડાવો.

રાજાનો હુકમ થયો; સરદારો રાયાને લઇ બહાર નીકળ્યા. જ્યાં બધાને ફાસી દેતા હતા ત્યાં લઇ ગયા. પણ અસલના જમાનામાં એક રિવાજ હતો. જેને મારી નાંખવાનો હોય તેની એક છેલ્લી ઇચ્છા પૂરી પાડતા. તેને

કંઇ ખાવુંપીવું હોય, મળવુંમૂકવું હોય તો જવા દેતા. એટલે સરદારોએ તે વાત રાયાને પૂછી. રાયા રડતો રડતો કહેઃ ભાઈઓ, તમે તો ચિઠ્ઠીના ચાકર; એમાં કાંઈ તમારો વાંક છે? જાતે થઈને કંઈ તમે કદી મને મારવાના હતા? મને ખુશીથી મારો. મારી છેલ્લી ઇચ્છા એકજ છે. આપણા ગામના તળાવે મને લઇ જાઓ. ત્યાં કમ્મરપૂર પાણીમાં ઊભા રહી મારે ભગવાનની પ્રાર્થના કરવી છે. તેમ કરૂં તો મારો જીવ મોક્ષે જાય. તમે બંને મારી બાજુમાં ઊભા રહેજો. હું પ્રાર્થનાનો છેલ્લો બોલ 'અસ્તુ' બોલું, કે આંખ મીંચીને તમે બંને એકે ઝાટકે મારૂં ડોકું ઉડાવી દેજો. તમારી તલવાર સજ્જ રાખજો. મારો દેહ ત્યાં તીર્થમાંજ—પવિત્ર સ્થળમાંજ પડવો જોઇએ. કેમ ભાઇઓ, એમાં કંઇ તમને વાંધો છે?

સરદારોને લાગ્યું કે ભલે, એને મોક્ષ મળે તેમાં આપણું શું જાય? એટલે તેઓ તેને ત્યાં લઇ ગયા. નદીમાં ઉતાર્યો. બે બાજુ બંને ઊભા રહ્યા. રાયાએ મંત્ર ભણવા માંડયા. છેક છેવટે એણે 'અસ્તુ' એમ મોટેથી બોલતાંજ પેલા બંનેએ તલવાર ચલાવી. પણ તે જ ક્ષણે રાયા તો ડૂબકી મારી અંદર પેસી ગયો. સામસામા ઘા સરદારોને લાગ્યા. બન્ને જખમી, મરણતોલ હાલતમાં પાણીમાં પડયા, ને રાયાભાઈ તો ત્યાંથી નીકળી નાઠા!

રાયા નાઠો તે સીધો મહારાજની પાસેજ દોડતો દોડતો ગયો. જઇને નમસ્કાર કર્યા. રાજાના અચંબાનો

પારજ રહ્યો નહિ. તેણે પૂછ્યું: અલ્યા, તું હજુ જીવતો કેમ? મારા સરદાર ક્યાં ગયા?

અરે, તે તો કંઇ અક્કલના પીર હતા. એકબીજા પર ઘા કરીને તેઓ તો જમરાજને ત્યાં ગયા! કોણ જાણે કેવાક અનાડી સરદારો ભેગા કર્યા છે? મારા જેવા નબળાપોચા પર પણ ઘા નહિ કરાયો!

રાજાને લાગ્યું કે જેને રામ રાખે તેને કોણ ચાખે? પેલા બેને માથે મોત ભમતું હતું તે તેમને ઘસડી ગયું. આનો ઇશ્વરે વાળ સરખો વાંકો કર્યો નહિ. જેવી પ્રભુની મરજી. પછી મોટેથી કહ્યું: જા, ભાઈ, જા. હું પણ તને જીવતદાન આપું છું. પરમેશ્વર તને જીવાડવા જ ઇચ્છે છે.



(૪)

## સો ગુના માફ

રાજા કૃષ્ણદેવનો સ્વભાવ હવે રાયાને સમજાઈ ગયો. રાજાજી ધૂની માણસ. વાતવાતમાં જીવ લેવા તૈયાર થઈ જાય. સહેજ કંઈ વાત વચકી કે ફાંસીએ ચઢાવવાની જ પેરવી. એમ કંઈ લાંબું ટકાય નહિ. વળી રાજાજીના ગોર રાયાની અદેખાઈ કરે. રોજ ઊઠીને એ કેમ પરવડે? એટલે રાયાએ વિચાર કર્યો કે કંઈક યુક્તિ ખોળવી. એવો તાલ રચવો કે ગોરમહારાજ પણ પોતાની ખોડ ભૂલી જાય, અને રાજાજી પાસે પણ અભયદાન મળે. રાજાજી પાસે એવું કબૂલ કરાવવું કે એક દહાડામાં સો ગુના થાય ત્યાં સુધી માફ.

એમ વિચારી એણે એક તરકીબ ઘડી કાઢી. બીજે દિવસે સવારે તે વહેલો ઊઠયો, અને ગોરમહારાજને ત્યાં

ગયો. ગોરમહારાજ હમણાંજ રાંડેલા હતા. તેમની વહુ મરી ગયાને છ મહિના ભાગ્યેજ થયા હશે. પણ નાતમાં કન્યાની અછત, એટલે હજુ ફરીથી ચોકડું બેઠું ન હતું. તેઓ તેની ફિકરમાંજ હતા. રાયાને તે વાતની ખબર હતી. રાયાએ જઈને ગોરમહારાજને કહ્યું: નમસ્કાર, ગોરમહારાજ !

નમસ્કાર, કવિરાજ ! કેમ, આજે સવારમાંજ આવવું થયું ?

અરે, ખાસ તમારા ભલાનુંજ કામ છે. ગઇ કાલે મારે ત્યાં એક પરોણા આવ્યા છે. બ્રાહ્મણ છે. આવ્યા છે તો બીજે કામકાજે, પણ સાથે દીકરીને માટે વર પણ શોધવાનો છે. દીકરીને સાથે જ લેતા આવ્યા છે. ને દીકરી પણ કેવી ? આમ રૂપરૂપનો અંબાર જ જોઈ લેવો ! જાણે ઇંદ્રની અપ્સરાસ્તો ! એના જેવી રૂપાળી હજુ કોઇ જોઇ નથી. માટે તમારો કંઇ વિચાર હોય તો તાલ ગોઠવીએ.

હા, હા ! વાહ ! વિચાર કેમ નહિ ? મારો ને તેમનો મેળાપ કરાવી આપો. રાયાભાઇ ! એટલું કરો તો તમારો મોટો પાડ !

ગોરમહારાજ રાયાને કદી મોટે નામે બોલાવતા નહોતા. રાયા કહીનેજ બોલાવે. પણ આજે તો તે મીઠી મધ જેવી વાત લાવેલો. એટલે રાયા મટી રાયાભાઇ થયો. એ વાત રાયાના ધ્યાનમાં આવ્યા વિના રહી નહિ. મનમાં ને મનમાં તેને બહુ હસવું આવ્યું. પણ પોતાના હોઠ પર તેણે

તે ફરકવા દીધું નહિ.

પછી તે બોલ્યોઃ પણ ગોરમહારાજ, એક વાત અઘરી છે. એનો બાપ બહુ વહેમી છે. તે પોતાની દીકરીને જરા નજર આડે જવા દેતો નથી. એટલે તેને તમારે જોવી કેવી રીતે, એ સવાલ કપરો છે. પણ એક રસ્તો બતાવું.

હા, હા. બતાવો ને. તમે કહેશો તે કરીશું. તમે ક્યાં કાચા છો? તુરત રસ્તો કાઢશો.

જુઓ ત્યારે, પાસે આવો. સાંજે કેની, તમારે મારે ત્યાં આવવું. તે વેળા અડોશપડોશનાં બૈરાં મળવા આવે છે. તેના રૂપની ખ્યાતિ સાંભળીને તેની ઓળખ કરવા આવે છે. આવે છે ને જાય છે, આવે છે ને જાય છે. તમે પણ સ્રીવેશે આવો, તો કંઇ જ વાંધો નહિ. તેનો બાપ પણ વાંધો નહિ લે.

ગોરમહારાજે જરા હા ના કરી, પણ તેને પરણ-વાનું મન ઘણું જ હતું. નાતમાં કન્યા હતી નહિ. ગમે ત્યાંથી ઘાટ બેસાડવો જોઇએ. રોટલા હાથે ટીપવા પડતા હતા. ધુમાડે આંખો બળતી હતી. એટલે સાંજે સ્રીવેશે આવવાનું આખરે કબૂલ્યું.

રાચાનું અડધું કામ થયું. પછી તે ઊઠયો. ગોર-મહારાજને જે જે કર્યા, ને વિદાય લીધી. પછી રાજમહેલ તરફ ઊપડયો. મહેલ આગળ જઇ દરવાનને કહી અંદર ગયો. તેને ગમે ત્યાં જવાની–ફરવાની છૂટ હતી.

કોઇથી તેને કનડાય નહિ. રાજા ખાનગી ઓરડામાં હતા. કેટલાક કાગળો તપાસતા હતા, પણ બીજું કોઇ હતું નહિ.

રાજાજી જુવાન હતા. પરણેલા પણ ઘણી વાર, છતાં રાયાએ તેને પલાળ્યા. પેલી કન્યાના રૂપનાં વખાણ કર્યાં. આવું રતન રાજમહેલેજ શોભે, ગુમાવવું ન ઘટે. કન્યા તો જાણે ઇંદ્રની અપ્સરા. રાજાજીનેયે જોવાનું મન થયું. પણ કન્યાનો બાપ તો મોટો તિસ્મારખાં. ભલભલા રાજાની યે દરકાર ન કરે. તેને મન તો એવું કે ગરીબને ઘેર છોકરી સુખી થાય. વળી ગામમાં શોર ન પડવો જોઇએ. પટરાણી બાસાહેબને ખબર ન પડવી જોઇએ. આવી આવી વાતો કહીને રાયાએ રાજાજી પાસેયે કબૂલ કરાવ્યું, કે સ્રીવેશ લઇને જોવા આવવું. છોકરીની પરીક્ષા લેવી. તેનું મન જોવું. ચોખો ચાંપી જોવો ને કરવા જેવું લાગે તો પછી આગળ ચાલવું, એમ છેવટે રાજાસાહેબે કબૂલ્યું.

પછી રાયાભાઇ ઘેર ગયા. બધી તૈયારી કરી. એક ઓરડાને ભલી રીતે શણગાર્યો, રાચરચીલું બરાબર ગોઠવ્યું. રાત્રે બે રાજવંશી મહેમાન આવવાના હતા કેની? અને તેય રૂપાળે વેશે!

બીજી બાજુ ગોરમહારાજની તો વાતજ ન પૂછો. તેનું હૈયું તો નાચી રહેલું. કયારે સાંજ પડે ને રાયાને ત્યાં જાઉં. કયારે એ કન્યાને જોઉં. કયારે ગોળધાણા

ખાઉં. જાણે પેલી શેખચલ્લીવાળી ઘીના ઘાડવાનીજ વાત !

રાજાજીનેયે સૂરજ પર ગુસ્સો ચઢયો: કમબખત, આજે બહુ ધીમે ચાલે છે. કયારે પેલે નાકે જાય, ને સાંજ પડે.

ઠરાવેલે વખતે ગોરમહારાજ લટકેમટકે આવ્યા. પેટીમાંથી પોતાની આગલી વહુની વાદળી સાડી, ને ગુલાબી ચોળી કાઢી હતી, તથા તે લગાવી દીધી હતી ગોર-મહારાજ રૂપાળા લાગતા હતા. મૂછો બોડાવી નાંખેલી, કાને લોલકાં પહેરેલાં, હાથમાં બંગડીઓ ચઢાવેલી. એમ ડોલતાં ડોલતાં ' ગોરાણી ' પધાર્યાં.

રાયાએ તેમને ઓરડામાં લઈ જઈ બેસાડયા: થોડી વાર બેસો, એ જરાક વારમાં આવશે, સગાંને મળવા ગઇ છે, આવે કે તુરત મોકલું. પછી તેનું મન વાળતાં તમને આવડવું જોઇએ.

ગોરમહારાજ ખુશ થતા થતા બેઠા. તેનો હરખ તો માય નહિ, હસાઈ હસાઈ જતું હતું.

થોડી વારે રાજાજી પણ સ્ત્રીનો પોશાક પહેરીને પધાર્યા.

'પે....લી ! પેલા ઓરડામાં એકલી બેઠી છે'–એમ નિશાની કરી, આંગળી ચીંધી રાયાએ રાજાજીને પેલાજ ઓર-ડામાં મોકલ્યા. બહારથી બારણું દઇ દીધું. ગોરમહારાજ સમજ્યા કે ' મારી ભવિષ્યની વહુ ' આવી. રાજાજી

સમજ્યા કે હમણાં મારી નવી રાણીનું મન મનાવી લઉં છું. બંને મનમાં પાનાના બંગલા બનાવતા હતા.

ગોરમહારાજ તો બારણું બંધ થતું જોઇ દોડયા. રાજાજી સાથે અથડાઇ પડયા. રાજાજીએ તેમને ઓળખી કાઢયાઃ અલ્યા, તું, ચંદ્રાપ્પા!

અરે, તમે! રાજાજી! અહીં કયાંથી?

તું, બૈરીના વેશે?

તમે, સાડી ને ચોળી પહેરી!

ચાલો. ગોટાળો બફાયો. બંનેએ એકબીજાને વાત કરી. રાયાનું પોગળ ફૂટી ગયું. બંને સમજ્યા, પેલા મશ્કરાનુંજ કારસ્તાન! એ સેતાનની હવે વલે કરવી. બંને યે ગાળેગાળ દીધી. પછી બૂમાબૂમ કરી, પણ બહારથી બારણું કોણ ઉઘાડે? છોને ગાળ દેતા. છોને બૂમ પાડતા, લાગ આવ્યો છે તે કેમ જવા દેવો? રાયાએ કહ્યું: કરો પેટ ભરીને ધાંધલ. સો પચાસ માણસ રાજાજીની ફજેતી જોવા મળશે, ગમ્મત પડશે.

આ સાંભળી બંને અકળાયા. આ તો સૂડી વચ્ચે સોપારી, આમ ફજેતી થાય છે, ને આમ રાયા છોડતો નથી. પછી બંને કરગરવા લાગ્યા, કે તારે જે જોઇએ તે આપું. હજાર, બે હજાર, પાંચ હજાર રૂપીઆ માગી લે. એમ રાજાજીએ કહ્યું. તને કંઇ દુઃખ નહિ દઉં, બહાર આવીને સજા નહિ કરૂં. પરમેશ્વરના સોગંદ. મારી પટરાણીના સોગંદ. એમ કાકલૂદી કરી. ગોરની આજી-

જીનો પણ પાર નહોતો. પણ રાયાની શરત જબરી હતીઃ મને એક દિવસમાં સો સુધી ગુના કરવાની રજા. ગમે તે બોલું, ને ગમે તે બકું, સો ગુના માફ. એ શરત હોય તો છોડું. ઇષ્ટદેવના સોગંદ ખાઇને અભયદાન આપો, ને રોજના સો ગુના માફ કરો, તો પત્તો લાગે.

છેવટે લાચાર થઇને રાજાજીએ કબૂલ કર્યું. વળી ગોરમહારાજે પણ રાયાને દુઃખ ન દેવાનું વચન આપ્યું, ત્યારે જ રાયાએ તેમને છૂટા કર્યા.

તે દિવસથી રાયાનું ઘણું દુઃખ દૂર થયું. વાતવાતમાં રાજા કનડતા, તે પતી ગયું. સો ગુના થાય ત્યાં સુધી તો વાંધો જ નહિ. એથી કચેરીમાં તેનું માન વધ્યું, અને દરબારીઓ પણ તેની ખુશામત કરવા લાગ્યા.



## (૫)

## સમચરીનું દાન

રાજાજીની મા માંદી પડી. તેને કેરી ખાવાનું મન થયું. મોસમ કેરીની નહોતી. મહા મહિનામાં પાકી કેરી ક્યાંથી લાવે? પણ એ તો રાજાજીની મા, તેની ઇચ્છા પાર પાડવાને વાર શી? રાજાજીએ કાસદ મોકલ્યા. દૂર દેશમાંથી કેરીઓ લાવો. જ્યાં શિયાળુ પાક હોય ત્યાં જઇ પહોંચો, પણ કેરી લાવો. કાસદો કમ્મર બાંધીને દોડયા.

પણ તે વેળા કંઇ રેલગાડી નહોતી, કે મદ્રાસથી આગ્રે એક દહાડામાં જવાય કે કલકત્તે બાર કલાકમાં પહોંચાય. તે વખતે તો ઊંટ ને ગાડાં મારફતે જ રસ્તો કાપવો પડતો, એટલે જતાં ને આવતાં મહિનાઓ નીકળી જાય.

બીજી બાજુ કેરી કેરી કરતાં રાજાજીની માનો કંઠ સૂકાવા લાગ્યો. આવો મોટો રાજા, પણ તે યે શું કરે? એમ ને એમ કેરી આવતાં પહેલાં તો માજીના રામ રમી ગયા.

રાજા તો રડે ને કકળેઃ હું આવો સત્તાધીશ, તોયે મારી માની આટલી સાદી ઇચ્છા નહિ પાર પડી? ધિક્કાર છે મને, ધિક્કાર છે મારા વૈભવને! મારી મોટાઇ ફોગટનીજ છે! એમ તેને બહુ દિલગીરી થઇ.

રાજાની અકળામણ વધતી ગઇ. તે જોઇ ગોરમહારાજે શાસ્ત્રીઓની સભા બોલાવી. બધા પંડિતો ભેગા ગયા. રાજમાતાના આત્માની શાંતિ થવી જોઇએ, રાજાની અકળામણ મટવી જોઇએ. છેવટ એમ ઠર્યું, કે દર વરસે માના સમચરી (સંવત્સરી) ને દિવસે રાજાએ સોનાની કેરીઓ કરાવી બ્રાહ્મણોને આપવી, તો માજીને શાંતિ વળે.

રાજાને શું? તે તો તૈયાર. તુરત સોનીઓ બોલાવ્યા. કેરીઓ તૈયાર કરાવી. પહેલી વારનું દાન દશમે દહાડે કરવાનું, તે મુજબ હજારો કેરીઓ વહેંચવામાં આવી.

આ વાતની આપણા તેન્નલીરામ ઉરફે રાયાભાઇને ખબર પડી. થોડા દહાડા કેડે તેની માની સમચરી આવી. સમચરીને દહાડે તેણે પેલા મોટા મોટા પંડિતોને તેડયા. સારી પેઠે લાડુ જમાડયા. જમીને બધા નિરાંતે બેઠા. પછી દક્ષિણા આપવાનો વખત થયો. એક પછી એક અંદર બોલાવ્યા. એક લોખંડનો સળીઓ તપાવેલો હતો, તેનાથી ડામ દીધા. બે ત્રણને દીધા ન દીધા, એટલે તો સૌ બૂમાબૂમ કરતા નાઠા.

નાઠા તે ઠેઠ ગયા રાજા પાસે, અને જઇને ફરીઆદ કરવા લાગ્યા. રાયાની ઘાતકી વર્તણુંક માટે સખત રાવ ખાધી. રાજાજીએ હુકમ કર્યોઃ સિપાઇઓ, રાયાને પકડી લાવો.

સિપાઈઓ દોડયા. રાયા તો તૈયારજ હતો. તેણે કહ્યું: ચાલો ભાઈઓ, તૈયાર જ છું.

રાયા આવતાં જ રાજાજીએ ગુસ્સાથી થરથરતે અવાજે તેને પૂછયું: કેમ, આ ભૂદેવોને તેં ડામ દીધા? કેમ દીધા? બોલ, સાચું બોલ, નહિ તો આજે તારો કાળ ભમે છે.

રાયા હાથ જોડીને કહે: મહારાજ, આ ગરીબ સેવક પર દયા રાખો. મેં ડામ સાચેજ દીધા છે. પણ તેમાં મારો વાંક નથી. મારી માને તેમ કર્યા વગર મોક્ષ મળે તેમ નથી. એ ગુનો કર્યા વગર મને કેમ ચાલે? મારી વ્હાલી માને સાંધા દુઃખવાનો રોગ હતો. તે મરવા પડી ત્યારે સાંધા બહુજ દુઃખતા હતા. પણ તેને ડામ દેવાથી ઠીક લાગતું. મને બોલાવીને કહે: બેટા, મને એક બે ડામ દઈ દેને, જરા ઠીક લાગે. સાંધા બહુ દુઃખે છે. મેં સળિયા તપવા મૂકયા, પણ તે તપે ન તપે એટલામાં તો મા મરી ગઈ; એટલે એની મનની ઈચ્છા મનમાંજ રહી ગઈ. આપે માને ખાતર સોનાની કેરીઓ આપી, કે મા સ્વર્ગે જાય. તે જોઈ મને થયું કે મારે પણ આટલું તો કરવુંજ જોઈએ. માની ઇચ્છા પૂરી પડે તોજ તે સ્વર્ગે જાય ને?

રાજાજી ભોંઠા પડી ગયા. સો ગુના માફ કબૂલેલા, એટલે કરે શું? ભૂદેવોને જેમ તેમ સમજાવ્યા ને વિદાય કર્યા. રાયાને સહેજ ઠપકો આપ્યો. સોનાની કેરીઓ અપાવનાર પંડિતોને મરવા જેવું લાગ્યું!

(૬)

## કાળામાંથી ધોળું

એક દિવસે રાજા ઘોર ઊંઘમાં હતા. સવાર પડી તો પણ જાગ્યા નહિ. સૂરજ ઊંચે આવ્યો તો પણ રાજાજી જાગે એમ લાગ્યું નહિ. તે દિવસે બુધવાર હતો. દર બુધ, શનિ અને સોમવારે રાજા દાઢી બોડાવતા. આજે પણ વારો હતો. હજામ આવીને રાહ જોતો હતો. તે બિચારો સવારનો આવેલો હતો અને ઓજારો તૈયાર રાખીને બેઠો હતો. મોડું થયું પણ રાજા તો જાગે નહિ. તેને બીક લાગી. રાજા તો ધૂની માણસ છે. જગાડીશ તો ગુસ્સે ભરાશે. નહિ જગાડું તો મોડું કર્યું કહી મને જ ધમકાવશે. એમ તે વિમાસણમાં પડયો.

પછી તેને એક યુકિત સૂઝી. છોને રાજાજી ઊંઘતા.

ઊંઘમાં ને ઊંઘમાં જ તેમની દાઢી સાફ કરી નાંખવી. તેણે બહુ જ હલકે હાથે, રાજાજીને ખબર ન પડે તેમ, દાઢી બોડી નાંખી. તેને સાવચેતી બહુ રાખવી પડી. પણ જાતે ઉસ્તાદ હતો, એટલે વાંધો પડ્યો નહિ. રાજાજીને કંઇ જ ખબર પડી નહિ!

રાજાજી તો દશ વાગે જાગ્યા. આંખો ચોળતાં ચોળતાં અરીસામાં જુએ છે, તો આ શું? દાઢી સાફ હતી! એ કેમ બન્યું? સપનું તો નથી જોતો? પોતાની જાંઘે ચૂંટી ખણી. ના, ના, વાત તો બરાબર છે. એટલામાં હજામ દોડી આવ્યો, અને તેણે ખુલાસો કર્યો.

રાજાજી કહેઃ વાહ, અલ્યા વાહ! તું તો બહુજ ચાલાક જણાય છે ને!

રાજાજી બહુ જ ખુશ ખુશ થઇ ગયાઃ માંગ, માંગ, જે માંગે તે આપું!

હજામભાઇનો તો હરખ જ માય નહિ! તેનું હૈયું નાચવા લાગ્યું. છાતી ધબકવા લાગી. હવે અવસર આવ્યો ખરો. આજે જિંદગી સફળ થશે એમ તેને લાગ્યું.

નાનપણમાં તેણે વાંચેલું, કે વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય હતો, પણ આપબળથી તે બ્રાહ્મણ બનેલો. તે વખતનું એને મન થયું હતું, કે કોઇ પણ રીતે મારે બ્રાહ્મણ બનવું. વિશ્વામિત્ર ક્ષત્રિયમાંથી થયો, પણ મારે તો હજામ મટી બ્રાહ્મણ થવું. આમ નાનપણથી જ તે સપનાં જોયા કરતો હતો.

તેણે રાજાજીને કહ્યું: મહારાજ, મારી એકજ ઈચ્છા છે. મને બ્રાહ્મણ બનાવો. મારે બીજું કશું જોઈતું નથી.

રાજાજી તો ધૂની માણુસ. તેના મનમાં એક વાત ઠસવી જોઈએ, એટલે થયું. બીજા કશાની જરૂરજ નહિ.

એમણે તો ભૂદેવોને બોલાવ્યા. તેમને માનપાનથી બેસાડયા. યોગ્ય દાનદક્ષિણા આપી. પછી કહ્યું: આ ભગો તમારે હવાલે આપું છું. એને છ મહિનામાં શાસ્ત્રો ભણાવો, વિદ્વાન બનાવો અને પછી તમારી નાતમાં એને લો. એને પાકો બ્રાહ્મણ બનાવો. છ મહિના રહીને એને તમારી સાથે બેસાડીને જમાડવો પડશે. નહિ તો તમને સખત સજા કરવામાં આવશે.

બ્રાહ્મણો તો ગભરાયા. તેમની ચિંતાનો પાર ન મળે. પણ તેમનામાંયે ખુશામતિયાનો કંઈ ટોટો હતો? એક જણ કહેવા લાગ્યો: મહારાજ, છ મહિનાયે શા સારૂ લાગે? ખરૂં જોઈએ તો હજામ બ્રાહ્મણથી ઊંચોજ છે. પુરાણમાં પણ તેવો દાખલો છે. એક નાપિત (હજામ) પુરાણ છે. તેમાંયે તે લખેલું છે.

એવું કહી તે નાપિતપુરાણમાંથી ઉતારા તરીકે શ્લોક ભણવા લાગ્યો. તેને તો રાજાજીની મહેરબાની જોઈતી હતી. એથી તેને ફાયદો હતો. બીજાને કાનમાં કહે: અરે યાર, એમાં શું? ગરજ સમ નહિ ચીજ કોઈ ગળી! રાજાજી ગુસ્સે થશે તો વળી આફતમાં પડીશું.

માટે હાજીહા કરવી એજ ઠીક છે.

બીજો એક એનાથી યે વળી ચઢી જાય તેવો હતો. તે કહેઃ અરે, કાલની વાત તો કાલે છે. છ મહિના રહીને નાત જમવાની છે ને? તે વેળા પેટમાં દુઃખે છે એમ કહ્યું કે પત્યું! નહિ તો, આગલે દિવસે ખૂબ ઠાંસી ઠાંસીને ખાવું, કે અજીરણનો ખરેખરો તાવ ચસડીને આવે.

આખરે એમજ નિકાલ થયો. છ મહિના સુધી હજામભાઇ તો પાઠપૂજા કરવા લાગ્યા. કપાળે રાખોડી લગાવવા લાગ્યા. સંધ્યા કરવા લાગ્યા. એમ કરતાં છ મહિના પૂરા થવા આવ્યા. નાત જમાડવાનો દિવસ પાસે આવ્યો.

પેલા ખુશામતિયાને તો ફિકર નહોતી. પણ બધા કંઈ એવા નફ્ફટ હતા? સાચા પંડિતો ચિંતામાં પડયા. હવે કરવું શું? આ રાજા તો આપણને વટલાવશે. એમ થાય તો નરકેજ પડીએ. પછી કયે ભવે છૂટકારો થાય?

પછી રાય'નું નામ યાદ આવ્યું. લાગ્યું કે તે કંઇ તરકીબ કાઢશે. એમ ધારી તેઓ તેને ત્યાં ગયા. પગે પડીને પોતાને બચાવવાની આજીજી કરી. અમારો ધર્મ ડૂબે છે, તેમાંથી કૃપા કરીને અમને બચાવો, એમ પંડિતોએ કહ્યું. રાયાએ તેમને દિલાસો આપ્યો અને કહ્યુંઃ તમે ગભરાશો નહિ, હું તમારૂં સંકટ ટાળીશ.

પછી તે વિચારવા લાગ્યો, કે રાજાની :આંખ શી

રીતે ઉથાડવી ? તેને ટીખળીને યુક્તિ સૂઝતાં કેટલી વાર ? તેણે રસ્તામાંથી એક કૂતરૂં પકડ્યું. તેને ગળે એક ફક્કડ રેશમી દોરી બાંધી સાથે લઇ પોતે રાજમહેલે ગયો.

રાજમહેલ પાસે બહાર એક બાગ હતો. તેમાં પાણીના નળ હતા. એ બાગમાં તે ગયો. પછી પેલા કૂતરાને સાબુથી નવડાવ્યું. પાસે તુળશીના કયારા હતા, તેની આસપાસ ફેરવ્યું. વળી પાછું નવડાવ્યું. વળી તુળશીની પ્રદક્ષિણા ફેરવાવી, વળી નવડાવ્યું. એમ વારંવાર કરવા માંડયું. તે જોઇ ત્યાંથી જતાઆવતા લોકો ત્યાં ઊભા રહીને એ શું કરે છે તે જોવા લાગ્યા. માંહો-માંહે અજાયબી પામવા લાગ્યા. આખા રાજમહેલમાં હોહા સંભળાઇ. રાજાના સગાવહાલાંઓ પણ નીચે આ કૌતુક જોવા ઊતરી આવ્યાં. બધાં રાયાને પૂછવા લાગ્યા. પણ તે ભાઇ તો મૂગામંતર. કંઇ બોલે જ શાના ? તે તો કૂતરાને નવડાવે, પાણીમાં બોળે, તુળશીની આસપાસ ફેરવે. પછી ડીલ લૂછે. વળી નવડાવે. એમ કર્યા જ કરે.

છેવટે વાત રાજાને કાને પહોંચી. તેને પણ મનમાં ઉત્કંઠા થઇ. પોતે નીચે આવ્યો, અને રાયાને પૂછ્યુંઃ અલ્યા ગાંડીઆ, આ શું કરે છે ?

મહારાજ, આ કૂતરૂં કાળું છે તેને ધોળું બનાવવાનું કરૂં છું. છએક મહિના આમ કરીશ એટલે ધોળું થઇ જશે એમ ધારૂં છું.

રાજા ખડખડ હસી પડયા. આખું ટોળું મશ્કરી કરવા લાગ્યું. હોહો થઇ ગઇ. રાજા કહે: અલ્યા બેવકૂફ, કોઈ દિવસ કૂતરૂં કાળાનું ધોળું થતું હશે કે? કંઇ ભાંગબાંગ પીધી છે કે શું? જા, જા, ઘેર જા, ઘેર!

આપણા રાયાભાઈ કંઇ એમ ગાંજ્યા જાય એવા હતા? તેણે તો લાગલો જવાબ આપ્યો: મહારાજ, મેં જરાયે ભાંગ નથી પીધી. આજ સુધી તો કાળા કૂતરાને ધોળું થયેલું સાંભળ્યું નહોતું. પણ હાલ કૃષ્ણદેવ મહારાજાનું રાજ ચાલે છે. તેમના અમલમાં હજામમાંથી બ્રાહ્મણ થાય છે, તો કૂતરૂં કાળું મટીને ધોળું થવું જ જોઇએ. બહુ તો, મહારાજ, છ મહિના લાગશે; બીજું શું?

રાજા મહેણું સમજી ગયો. તેના ધ્યાનમાં આવ્યું કે પેલા બ્રાહ્મણોને બચાવવાની આ યુક્તિ છે. તેના મગજમાં વાત સોંસરી ઉતરી ગઈ. અને તેણે પોતાનું ફરમાન પાછું ખેંચી લીધું. છેવટે હજામભાઇ તો હજામજ રહ્યા.



( ૭ )

## ચોરની ફજેતી

એક દિવસ એવું બન્યું કે રાયાના વાડામાં ચાર ચોર પેઠા, અને ત્યાં બગીચાની ઝાડીમાં લપાઇ રહ્યા. તે લોકોનો વિચાર એવો, કે તક મળતાં ઘરમાં ઘૂસવું અને કંઇ માલ હાથ કરી ભાગી જવું.

નસીબ પાધરૂં તે અચાનક રાયાને આ વાતની ખબર પડી ગઇ. તેણે પોતાનો બધો બંદોબસ્ત તુરત કર્યો. એક ઠેકાણે સાચવીને દરદાગીના અને ઝવેરાત સંતાડી દીધું. પછી તેણે પોતાની વહુને કહ્યું: અલિ, તું સાંભળે છે કે? હાલ ગામમાં ચોરોનો બહુ ભો છે. કાલે ત્રણ ઠેકાણે ચોરીઓ થઇ. માટે આપણે પણ ડરતા રહેવાનું છે. જો, મેં એક વિચાર કર્યો છે. આ બાગમાં મોટો કૂવો છે. એક પેટીમાં બધું ઝવેરાત ભરી પેટી

કૂવામાં ઉતારી દઇએ તો ચોરોનો ભો રહે નહિ. તેથી મેં આ પેટીમાં ઝવેરાત ભર્યું છે. અને હવે ચાલ, એ પેટી કોઈ ન જાણે તેવી રીતે ઉતારી આવીએ. પછી જ્યારે ભો જતો રહેશે, ત્યારે કાઢી લઈશું. હમણાં કૂવામાં પાણી કમ્મરપૂરથી વધારે નથી.

પેલા ચોરોમાંનો એક રાયાના બોલ સાંભળી ગયો. તે સાંભળે એવી રીતેજ રાયા બોલેલો. પછી બંને વરવહુએ એક પેટી લઇ તેમાં પથરા, ઈંટોળાં, રોડાં, રેતી વગેરે ઠસોઠસ ભર્યું અને લઈ જઇને પેટી ખરેખર કૂવામાં ઊતારી. તેનો ધબાકો સાંભળીને ચોરોની ખાતરી થઇ કે ખરેખર ઝવેરાત કૂવામાં પડ્યું ખરૂં. તેઓ તો હરખાયા. ચાલો, હવે ઘર ફોડવાની કે કંઈ વધારે માથાકૂટ કરવાની જરૂર પડશે નહિ, એમ તેમને થયું. વળી તેઓને તરતાં તેમજ પાણીમાં ડૂબકી મારતાં તો સરસ આવડતું જ હતું. એટલે ધાર્યું કે કૂવામાં ઊતરીને ડૂબકી મારીને પાણીમાંથી પેટી અથવા તેમાંની વસ્તુઓ કાઢી લેવાશે. આ ઘરવાળાને આપણા લાભમાં આ ઠીક સૂઝયું !

રાત પડી. અગીઆરબાર વાગ્યા. ઘર શાંત થઈ ગયું. શહેર પણ સૂમસામ હતું. એક ચોર હળવેથી કૂવામાં ઊતર્યો. બીજાઓ તેની રાહ જોતા થાળા પર બેઠા. રાયાએ તેમની બરાબર ફજેતી કરી હતી, કારણ કૂવામાં પાણી વધારે હતું. ગમે તેવા બૂડકી મારનારાનોયે

પત્તો નહિ લાગે. તળિયું ઘણું ઊંડું હતું.

પહેલો ચોર અંદર જઈ પાછો આવ્યો. તેણે કહ્યું: ભાઈ, અહીં તો આપણો કાંઈ આમ પત્તો નહિ ખાય. પાણી જરા વધારે ઊંડું છે. માટે જો થોડું ઘણું પાણી કાઢી નાંખીએ, તો કંઇ વળે.

થાળા પર ત્રણ ડોલ હતી. તે વડે પાણી ઉલેચીને કૂવો થોડો ઘણો ખાલી કરવાનો તેમણે મનસૂબો કર્યો. રાયા બહુ પૈસાદાર હતો, તે તેઓ જાણતા હતા. આવો હલ્લો કંઈ રોજ મળે તેમ નહોતું. ઝરઝવેરાતની ઠસોઠસ ભરેલી પેટી હાથ લાગે તો જીંદગીનું દળદર ફીટે. પછી મોજથી ખાધા કરવાનું. એટલે આ તક થોડે આળસે જવા દેવાનું ઠીક નહોતું. બધાએ ડોલ ચાલુ કરી. પાણી કાઢીને થાળા પાસેની ચોકડીમાં ઢાળવા માંડયું.

એ ચોકડીમાં નાકે બાકું હતું. ત્યાંથી નીક વાટે આખા બગીચામાં પાણી સિંચાતું. બગીચામાં જમરૂખી, બોરડી, દાડમડી વગેરે ઝાડ હતાં. રાયાની યુક્તિ બરાબર સફળ થઇ. તેણે ધારેલું કે ચોરો મફતમાં ઝાડને પાણી પાવાનું કામ કરશે. તે પ્રમાણે જ થયું. હળવે હાથે પાણી કાઢી કાઢીને ચોરો રેડતા હતા. એમ કરતાં બે વાગ્યા. રાયાભાઇ ઘરમાં જાગતા જ બેઠા હતા, તેને ખૂબ મઝા પડી. તેણે બે ત્રણ વાગે ત્યાં સુધી એમ કામ ચાલવા દેવાનો વિચાર કર્યો હતો.

ચોરોનું કામ તો ચાલુ જ હતું. કૂવામાં પાણી તો

બહુ જ હતું. જરા હેઠે ઊતરતું ન હતું. પણ તેમને તો પેલું ધન મેળવવાનો ઉમંગ હતો. આવો લાગ બીજો ક્યારે મળે? એટલે તેઓ મફતની મહેનત કર્યા જ કરતા હતા.

છેવટે સાડા ત્રણ વાગ્યા. હવે રાયાને લાગ્યું કે આખા બાગમાં કાદવ કાદવ થઈ જશે. છોડને અતિશય પાણી પણ કામનું નહિ. તેણે ધીરે રહીને બારી ઉઘાડી મોટેથી ઘાંટો પાડીને કહ્યું: ચાલો ભાઇઓ, હવે બહુ થયું. આજે બંધ રાખો. હવે બાગ આખો સિંચાઇ ગયો છે. કાલે મહેરબાની કરી પધારજો. તમારો પાડ કદી નહિ ભૂલું.

ચોર તો બાપડા એકદમ ગભરાયા ને ઊભી પૂંછડીએ નાઠા. રાયાને તો એક પંથ દો કાજ જેવું થયું. દોલત પણ બચી, ને બાગ પણ સિંચાયો.



# (૮)

## દૂધ નહિ પીએ એવી બિલાડી

આગળ આવી ગયું કે રાજાજી બહુ ધૂની માણસ હતા. એક વાર એણે હુકમ કાઢયો કે રાજ્યમાં દરેક માણસે એક એક બિલાડી પાળવી. એ બિલાડીને બરાબર દૂધ પાવા સારૂ એક એક દૂઝણી ગાય પણ રાખવી. એક બિલાડી તથા એક ગાય રાજ્ય તરફથી ઘેરઘેર આપવામાં આવશે. અને બિલાડીનું જતન કરવામાં



આવે છે કે નહિ તેની અવારનવાર રાજ્ય તરફથી તપાસ થશે.

થયું. બધાની પેઠે રાયાભાઇને ત્યાં પણ એક વાઘની માશી અને એક ગાયમાતાની પધરામણી થઇ. દરેક જણે કાળજીથી ગાયનું દૂધ બિલાડીને પાવા માંડયું. પણ રાયાભાઇને કંઇ એ વાત પસંદ આવી નહિ. આમ ગાય દોહીને બિલ્લીને પાવાનું કંઇ આપણાથી બને નહિ. માટે કંઇ યુક્તિ કરવી જોઈએ. આ બિલાડી જ દૂધ ન પીએ તો ઘાટ બેસે.

તેણે પહેલે જ દિવસે દૂધ ખૂબ ધગધગતું ઊનું કર્યું. અને સગડી પરથી ઉતારી લઇ પેલી બિલાડીને લાવી તે ઉકળતા દૂધમાં જ તેનું મોં ડબોવી દીધું. બિલાડી તો દાઝીને મ્યાઉં મ્યાઉં કરતી નાઠી. તે દિવસથી તેને દૂધની એટલી તો દહેશત બેઠી, કે દૂધ દૂરથી જોતાં જ તે ઘણે દૂર નાસી જાય. દૂધ ઠંડું છે કે ગરમ, તે જોવા જ ન રહે. તેના મોં આગળ દૂધ ધર્યું જોઇએ, કે નાઠી જ છે. અને પછી રાયાભાઈ નિરાંતે ગાયનું ચોકૂખું દૂધ જાતે પીવા લાગ્યા ને મોજ કરવા લાગ્યા.

ચાર છ મહિને રાજાજીને વાત યાદ આવી. તેમણે રાજ્યમાં હુકમ કાઢયો કે સૌએ પોતપોતાની બિલાડીઓ લઈને આવતા બુધવારને દિવસે કચેરીમાં આવવું.

એ બુધવારે રાજમહેલ આગળ જોવા જેવો તમાશો હતો. બધાં બિલાડાંનું પ્રદર્શન ભેગું મળ્યું હતું. બધાં બિલાડાં માતેલા સાંઢ જેવા અને લઠ્ઠપઠ્ઠ હતાં. તેમાં એક જ જુદું પડી આવતું હતું. તે આપણા રાયાભાઇનું. તેનાં હાડકાં

નીકળેલાં હતાં. શરીરમાં માંસની જાત ન મળે. લોકો તેને જોઇને વિચારમાં પડતા હતા. ઘણાને લાગ્યું કે આજે રાયાનું આવી બન્યું છે. રાજા તરંગી છે. તે બિલાડીની આવી દશા જોઇ એને સજા કર્યા વિના રહેનાર નથી.

રાજા જોવા નીકળ્યા. બધી બિલાડીઓને જોઈ તે રાજી થયા. પછી રાયાની બિલ્લી નજરે પડી. તરત તેને બોલાવીને પૂછ્યુંઃ અલ્યા રાયા, આ શું?

શું કરૂં? મહારાજ! આ મૂરખ બિલાડીને દૂધ જ ભાવતું નથી. દૂધને દેખીને તે નાસે છે. ખાતરી ન પડતી હોય, તો તમે એને દૂધ પાઓ ને મને બતાવો.

રાજાને લાગ્યું, કે બિલાડી દૂધ ન પીએ એમ બનેજ નહિ. દુનિયામાં કદી એવું સાંભળ્યું નથી. આ રાયો સાચું બોલે છે કે જૂઠું?

પછી દૂધનું એક પતેલું મંગાવ્યું, અને પેલી બિલ્લી આગળ મૂકયું. તે જોતાંજ ચારે પગે કૂદતી તે ગભરાઇને નાસી ગઇ!

આખી મેદની અજાયબીમાં ગરકાવ થઇ ગઇ. બધાને લાગ્યું કે બિલાડી દૂધ ન પીએ એ તો નવાઈની વાત. રાજાજીને થયું કે આમાં રાયાની કંઈ યુક્તિજ હોવી જોઇએ. પછી ખાનગીમાં પૂછતાં રાયાએ પોતાની યુક્તિ બતાવી. તે સાંભળી રાજા ઘણુંજ હસ્યા. અને બોલ્યાઃ એમ? ત્યારે દૂધનો દાઝેલો માણસ છાશ ફૂંકી ફૂંકીને પીએ એ કહેવત બિલાડીઓને પણ લાગુ પડે ખરી.

## (૯)

## અડધોઅડધ ભાગ

એક દિવસ રાજાના દરબારમાં એક નાટક મંડળી આવી. તે ઠામ ઠામ ધાર્મિક ખેલો ભજવતી હતી. રાજાને ત્યાં કૃષ્ણલીલાનો ખેલ ભજવવાનું ઠર્યું. એક દિવસ મુકરર કર્યો.

તે દિવસે ફકત ગણ્યાગાંઠ્યા લોકોને જ ખેલ જોવાનાં નોતરાં દીધાં હતાં. રાયાને નોતરૂં નહોતું. વળી પહેરેગીરોને સખત તાકીદ આપી હતી, કે કોઇને પણ અંદર આવવા દે નહિ.

રાયાએ વિચાર્યું કે આ કંઇ ચાલે નહિ. કોઈ પણ રીતે અંદર તો જવું જ જોઈએ. પછી તેણે પોતાની સાથે દહિંથી ભરેલી એક મટુકી લીધી. એક રવૈ લીધી.

પોતાની સાથે કપડાંનું એક પોટલું રાખ્યું. એવી રીતે તે ત્યાં આગળ પહોંચ્યો.

પહેરેગીર પાસે જઇને તેણે કહ્યું: ભાઇ, મારે ગોપીનો પાઠ લેવાનો છે, માટે અંદર જવા દે.

પણ 'અંદર કોઇને જવાનો હુકમ નથી' એમ કહી પહેરેગીરે તેને અટકાવ્યો.

પણ તું મને અટકાવે તે કામ કેમ લાગશે? મારે વેશ ભજવવાનું છેલ્લી ઘડીએ ઠર્યું છે. નહિ તો આ દહિં ને આ રવૈ લઇને હું અહીં આવું? વળી આ મારૂં કપડાનું પોટલું જો. મારે અંદર જવુંજ જોઇએ. આજે પાઠ ભજવીશ તે જોઇ રાજાજી મને મોટું ઇનામ આપવાના છે. ને તું અટકાવે તે કેમ ચાલે? મને કેટલું મોટું નુકસાન થાય?

છેવટે હા ના, હા ના કરતાં પેલા પહેરેગીરે બક્ષીસમાંથી અડધો ભાગ આપે એ શરતે તેને અંદર જવા દીધો. અંદર પણ એક બીજો પહેરેગીર હતો. તેણે પણ બક્ષીસનો અડધો ભાગ મળે તો જવા દઉં, એમ કહી કબૂલાત લઇને જવા દીધો.

રાયા તો અંદર જઇને ખાસ્સો રાજાસાહેબની સામે જ ઊભો રહ્યો. તેને જોઇને રાજા ગુસ્સે થયો. સામે ખેલ ચાલતો હતો તેમાં ભંગાણ પડયું. તુરતજ તેણે રાયાને ૨૪ ફટકા મારવાનો હુકમ કર્યો.

રાયાએ રાજાને નમન કરી કહ્યું: મહારાજ, આપે

મને ૨૪ ફટકાની બક્ષીસ આપી તે મને કબૂલ છે; પણ બહાર મારા ભાગીઆ ઊભેલા છે, તે બેને મારે એ બક્ષીસ વહેંચી આપવાની છે. માટે મહેરબાની કરી તેમને બોલાવવા દ્યો.

રાજાજી અચંબામાં પડયા. પછી કહ્યું: કોણ છે તારા ભાગીઆ? બોલાવ, જોઇએ!

રાયા બહાર જઇને પેલા બે પહેરેગીરોને બોલાવી લાવ્યો. પછી રાજાના દેખતાં તેમને કહ્યું: જુઓ ભાઇઓ, મને જે ઈનામ મળે તે અડધું અડધું તમને બન્નેને વહેંચી આપવાની મેં કબૂલાત આપી છે. એવું કબુલ કરાવીનેજ તમે મને અંદર આવવા દીધો હતો. તે મુજબ મને ૨૪ ફટકાનું ઇનામ મળ્યું છે, તો તમે બન્ને બાર બાર ફટકા વહેંચી લો. અને આપણા રાજાજી બહુ ઉદાર દિલના છે, તે મને બીજું કંઇ સહેજસાજ આપી રહેશે.

તેની આ યુક્તિથી રાજાને આનંદ થયો. પેલા બે પહેરેગીરોને લાંચ લેવાના ગુનાસર બરતરફ કર્યા, અને રાયાને ઇનામ આપી દરબારમાં બેસવાની રજા આપી.



(૧૦)

## અજિતપત્ર

અસલના વખતમાં મોટા મોટા પંડિતો દિગ્વિજય કરવા નીકળતા. ગામેગામ જાય અને કહે કેઃ મારી સાથે તમારામાં સૌથી વિદ્વાન હોય, તે વાદવિવાદ કરવા આવો. તે મને જીતે તો હું તેને નમન કરૂં; અને તે હારે, તો તમારે ગામલોકે હું અજિત છું એવું તાંબા-પત્ર પર લખી આપવું. એ પ્રમાણે મોટા મોટા પહેલ-વાનો પણ ફરતા.

એક દિવસ એવું બન્યું, કે એક એવો મહાપંડિત રાજા કૃષ્ણદેવના દરબારમાં આવ્યો. તેણે કાશીમાં બધાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. સંસ્કૃત ભાષામાં એક પણ એવી ચોપડી નથી જે મેં વાંચી નહિ હોય, એવો

તેનો દાવો હતો. બધાં પુસ્તકો તેને કડકડાટ મોઢે હતાં. 'વિદ્યાસાગર' એવો તેનો ખિતાબ હતો. અને ગામે-ગામ દિગ્વિજય કરતો કરતો તે વિજયનગર આવી પહોંચ્યો હતો. તે બહુજ ભપકાથી રહેતો, હંમેશાં પાલખીમાં ફરતો, અને પોતાનો અપાર વૈભવ બતાવવા તે પોતાની પાલખીની આસપાસ દિવસે પણ મશાલ રાખતો! તેને એવો ગર્વ હતો કે આખી પૃથ્વીમાં મારા જેવો શાસ્ત્ર જાણનાર કોઇજ નથી.

સંસ્કૃત ભાષાની કોઇ પણ ચોપડીમાંથી કોઇ પણ ભાગ મને વાંચી સંભળાવો, તો તે કયી ચોપડીમાં કયે ઠેકાણે, કઈ વાતના સંબંધમાં આવેલો છે તે હું અચૂક કહી શકું છું; અને એજ પ્રમાણે કોઇ કરી શકતું હોય, તો તેનો શિષ્ય–ચેલો થવાને હું તૈયાર છું. નહિ તો હું અજિત છું એવું તમારે મને લખી આપવું. આવી રીતની માગણી તેણે રાજા કૃષ્ણદેવની પાસે આવીને કરી.

આ મહાપંડિત આવવાથી દરબારી પંડિતોના પેટમાં ફાળ પડી. તેઓ કંઈ આના જેટલા હુશિયાર નહોતા. તેમને એવો ડર લાગ્યો કે આવા વાદવિવાદમાં તો આપણે હારીજ જઈશું. અને હાર્યા એટલે પછી રાજાના દરબારમાં રહેવાની આશા કેવી? પછી તો રાજા પંડિતનેજ પોતાના દરબારમાં રાખી મોટું સાલી-આણું બાંધી આપશે, અને આપણને બરતરફ કરશે. કારણ કે રાજા પોતે પણ વિદ્વાન અને જાણકાર છે અને

તેને વિદ્વાનોની સોબત ગમે છે. આમ ડર લાગવાથી તેમને તુરત આપણા રાયાભાઈનું નામ યાદ આવ્યું. એના શિવાય બીજો કોઈ આપણો તારણહાર નથી, એવી તેમની ખાતરી હતી. તેઓ સઘળા રાયાને પગે પડતા ગયા અને પોતાનું દુઃખ તેને કહી સંભળાવ્યું.

રાયાએ તેમને શાંત કરી પેલા પંડિતનો ગર્વ ઉતારવાનું માથે લીધું અને કહ્યું કેઃ હું અરણ્યપંડિત નામ ધારણ કરીને આવીશ. અને એ પંડિતનો ગર્વ ઉતારીશ. દરબાર આવતી કાલે છે. તમે કંઈ ફિકર કરશો નહિ.

પછી બીજે દિવસે બપોરે બાર વાગ્યે દરબાર ભરાયો. પેલા વિદ્યાસાગર પંડિતજી ઠાઠમાઠથી પધાર્યા. તેને કાને અરણ્યપંડિતની વાત ઊડતી ઊડતી પહોંચી હતી. અરણ્યપંડિત પણ આવીને બિરાજ્યા હતા. તેમણે કોરૂં કડકડતું નવું ધોતિયું, રૂવાબદાર અંગરખો, કાશ્મીરી કસબી શાલ, ચકરી પાઘડી વગેરે ધારણ કર્યું હતું. વળી શરીરે ઠામઠામ ભસ્મ લગાવી હતી, તેમજ રૂદ્રાક્ષનાં ઘરેણાં ધારણ કર્યાં હતાં. તેનો દમામ એવો હતો કે રાજાજીને પણ બરાબર ઓળખ પડી નહિ.

અરણ્યપંડિતની સામે રૂમાલમાં વીંટેલી એક પોથી પડી હતી. તે પોથી કોઇ જૂનો સંસ્કૃત ગ્રંથજ હશે એમ સર્વને લાગતું હતું.

વિદ્યાસાગર પંડિતજી સભામાં પધારતાંજ સામસામા નમસ્કાર થયા. ત્યાર બાદ તેમણે પોતાની અજિત-

પત્રની માંગણી ફરી જાહેર કરી પોતાનો દાવો જણાવ્યો. અને સભામાંનો કયો પંડિત પોતાની સાથે વાદવિવાદ કરવા તૈયાર છે એમ પૂછ્યું.

સભામાંના પંડિતોએ આપણા રાયાભાઈ ઉર્ફે અરણ્યપંડિત તરફ આંગળી કરી. તે ઠંડે કલેજે, નિરાંતથી, ગર્વભરેલે ચહેરે બેઠો હતો. તેનો દેખાવ એવો હતો કે એક વાર તો પેલા વિદ્યાસાગર પંડિત પણ ચમક્યા અને ગભરાયા.

જ્યારે જ્યારે પંડિતો આવી હરીફાઈમાં ઊતરે ત્યારે ત્યારે શરૂઆતમાં પહેલવહેલી ઓળખાણ કરે છે. તેમ આપનું નામ શું, ગોત્ર શું, ક્યાં ભણેલા, ગુરૂ કોણ, કયા શાસ્ત્રનો ખાસ અભ્યાસ કરેલો છે, વગેરે વગેરે સવાલજવાબ આ પંડિતો વચ્ચે થયા. પછી વિદ્યાસાગર મહારાજે પૂછ્યુંઃ પંડિતવર, આપની સામે આ પુસ્તક શાનું છે?

તેજલીરામે તાબડતોબ ઉત્તર આપ્યોઃ તિલપર્ણ-કૃત દામબદ્ધકલાપ.

વિદ્યાસાગર તો નામ સાંભળીને જ ગભરાયા. એ તિલ-પર્ણ કોણ? કયા દેશનો? કયી સદીમાં થઈ ગયેલો? દામ-બદ્ધકલાપ એ ગ્રંથ તેણે કયા વિષય પર લખેલો? એ વિગતો તેને તો મુદ્દલ ખબર જ નહોતી. તેને લાગ્યું, કે આ ગ્રન્થનું તો મેં નામ પણ સાંભળ્યું નથી. પણ તેવું બતાવી દઉં, તો તો આબરૂ જાય. એમ વિચારી તેણે પોતાનો ગભરાટ ચહેરા પર જણાવા દીધો નહિ. આવો પ્રચંડ ગ્રન્થ પોતે વાંચ્યો

નથી એવી જો આ લોકોને ભાળ લાગે તો પછી પોતાની ફજેતીનો પારજ ન રહે, એમ તેને થઇ ગયું. પણ એણે બાર બંદરનાં પાણી પીધાં હતાં, એટલે ગાંજ્યો જાય તેમ ન હતું. તુરતજ ખોંખારો કરી તેણે કહ્યું: હા હા હા! તિલપર્ણનો કલાપ કેની! બહુજ સુંદર ગ્રન્થ છે. મેં ત્રણેક વરસ પર જ વાંચ્યો છે. એમાં રસ તો એવો ઝરે છે કે ગ્રન્થ પૂરો કર્યા શિવાય હું સૂતો નથી. ભાષા અઘરી ને શાસ્ત્રીય છે, પણ બહુ જ જ્ઞાનથી ભરપૂર છે. હા, પંડિતજી! આપને એ વિષે કંઇ પૂછવું હોય તો પૂછજો.

તેન્નલીરામે જવાબ દીધોઃ ના ના. પંડિતજી, આપે ન વાંચ્યો હોય એવો ગ્રન્થ તો અમારી પાસે કયાંથી જ હોય? પણ આ દામબદ્ધકલાપમાં અમને ન સમજાયલા એવા કેટલાક ભાગ છે. ત્યાં મેં નિશાનીઓ કરી છે. એ ભાગો વિષે અમારા પંડિતોમાં મતભેદ છે. આપ યોગ્ય ખુલાસો કરશો એવી અમને આશા છે. આપે તો એ ગ્રન્થ સારી પેઠે વાંચ્યોજ છે. તો આપ આજે એ ગ્રન્થ લઇ જાઓ અને કાલે આપને અજિતપત્ર લખીજ આપીશું, કેમકે આપના સરખા વિદ્વાન હજુ અમને સાંપડયો નથી.

પેલા પંડિતજીનો તો આ સાંભળીને હરખજ ન માય. તેને બીક હતી કે આ ગ્રન્થમાંથી કંઈ વાંચી સંભળાવીને કયાં કેવા સંબંધમાં છે એમ પૂછશે, તો

ફજેતી જ થવાની છે. તેને બદલે આ તો નસીબ જોર પર છે. આખી રાત જાગીને ગ્રન્થ વાંચી જવાશે, તેમ મોઢે પણ કરી લેવાશે; અને કાલે આપણને ખુશીથી અજિતપત્ર મળી જશે; ગ્રન્થ ચોવીશ કલાક વાંચવાને મળ્યો, એટલે પછી હવે બીજું શું જોઈએ? આવો વિચાર કરી તેણે કહ્યું: ઓહો ! એમાં શું ? આપ એ ગ્રન્થ મારે ઉતારે મોકલાવી દો. કાલે જરૂર સર્વ ખુલાસા આપણે કરીશું.

થયું. તેનાલીરામે એક નોકર સાથે પેલો ગ્રન્થ પંડિતજીને ઉતારે મોકલી દીધો. પછી થોડી વાર પરચુરણ વાતો કરી પોતાના પરાક્રમોની બડાશ હાંકી પંડિતજી ઉતારે રવાના થયા, કેમકે ત્યાં જઇ પેલો ગ્રન્થ ગોખી કાઢવાની તેમને ચટપટી લાગી હતી.

પણ આ બાજુ પંડિતજીની પૂંઠ ફરતાંજ આખા દરબારમાં અને ખાસ કરીને દરબારી પંડિતોમાં ખડખડ હસવાનો સપાટો ચાલ્યો. કેમકે પેલા રૂમાલમાં કંઇજ નહોતું, પણ તલના નાના રોપાઓને દોરડી વતી બાંધી તેનો આકાર ચોપડીના જેવો બનાવેલો હતો, ને તે ભારો બરાબર ગોઠવીને રૂમાલમાં મૂકેલો હતો. અને તેનાલીરામે કહેલા નામનો–તિલપર્ણકૃત દામબદ્ધકલાપનો–પણ એજ અર્થ હતો કે: "તલનાં પાંદડાંઓનો દોરડીથી બાંધેલો ભારો."

આખી સભાને એ વાતની ખબર હતી, એટલે તેમની

હસાહસનો પાર ન રહ્યો.

બીજી બાજુ પંડિતજી ઉતાવળે ઘેર પહોંચ્યા. રૂમાલ ખોલીને જુએ છે તો તલનાં પાંદડાંનો ભારો ! તેન્નલીરામે કહેલું નામ યાદ કરતાં પણ અર્થ બેસી ગયો. અરેરે ! મેં તો આ નામના ગ્રન્થનાં આટઆટલાં વખાણ કર્યાં, અને બઢાશ હાંકી ! બાપરે, આપણે તો જબરા ફસાયા !

આ ગામમાં રહેવામાં હવે શોભા નથી, અને આપણું પોગળ ફૂટી જશે એમ વિચારી પંડિતજી રાતોરાત નાસી ગયા !



(૧૧)

## પહેલવાન પર જીત

તેનાલીરામે વિદ્યાસાગર પંડિતની ફજેતી કર્યાને થોડા દિવસ થયા ન થયા, એટલામાં વળી એક બીજો કિસ્સો બન્યો. એક જોરાવર પહેલવાન દરબારમાં આવ્યો. તેણે હિંદુસ્તાનના ઘણાક પહેલવાનોને હરાવ્યા હતા. તેની નામના ચોમેર પ્રસરેલી હતી. તેણે પોતાનું નામ 'બલાઢય' રાખ્યું હતું. કૃષ્ણદેવના દરબારમાં પણ ઘણાક પહેલવાનો હતા. પણ આ મલ્લે જે અજિતપત્રો મેળવ્યાં હતાં, તે જોતાં તો તેઓની હિંમત રહી નહિ, અને તેમને લાગ્યું કે હવે આપણી રોજી જવાની.

એ ડરથી તેઓ આપણા રાયાભાઈ પાસે ગયા, અને તેને પોતાની વાત કહી. રાયાએ મલ્લોને શાંત

